# સુરતમાં રેલ.



"ગુજરાત મીત્ર ઉપરથી લીધેલ"
(હેવાલ—ગરબો.)

૧૯૨૭

બનાવનાર,

मह्तो जटाशंकर गवरीशंकर,
અમદાવાદ સમાચારનો અધિપતી.



છપાવિ પ્રસિદ્ધ કરનાર,

શા. મગનલાલ દેવચંદ,
બૂકસેલર.

આફતમાંથી ઉગરવા, દીન જનને દ્યો દાન;
સહાય કરો સંકટ સમે, ધર્મવંત ધનવાન.



अमदावादमां:
આર્યોદય પ્રેસમાં છાપી.
સંવત ૧૯૩૯—સને ૧૮૮૩.

કીમત એક આનો.

## કવિત મનહર.

શા ત દીન રળી ધન, તે વડેથી પોષે દીન;
વ દે મૃદુવેણ વાણી, મનસુખકારી જે.
સા રે દેશ હિતકાજ નીત્યે સોહાવે સમાજ;
હે તે હળી મળી હોંશ, પર્મ પ્રેમ ધારી જે;
બ હુ સુત બની જાતે, રોજ ખાંતે કરે ખોળ
રં જન ગુણીયાં રીજે, પર દુઃખ હારી જે
ન વલ ઉપાય યોજી, કામ કળાકારી કરે
છો ળે દામ ખરચતા, રીજે હામધારી જે
ડ ગે ના કદાપી ડરી, વત નેમધારી નેકી
લા યક લેખાય પુરા, ત્રિષ્ટનીતિ સાહીજે,
લ ગારે ન ધન મદ, નેહ સર્વથી સમાન
છો છરંકનો ન લેશ, સાથી દીન સહાઈજે;
ટા ળે દીન દુઃખ-સુઃખ રૂપ સર્વમાં સહાય
લા ભદાઈ કરૂં લઘુ, ભેટ ગુણ ગ્રાહી જે,
લ ખવસા લાયક તે, ટેકો નામના સ્વરૂપ
જટા ગ્રંથ ગુંથી ગાઊં, કીરતી કમાઈ તે.

---

ખુદરતી કોપને લીધે જગોએ જગોએથી સુરતને સારૂ ફંડથઈ નાણું એકઠું થવા માંડયું છે જે કામેસેતાં લક્ષ પૂર્વક તેમાં લગાર પણ લાગ વગથી ઉદારતા બતાવતા ઉડાઉપણું દાખલ થવું ન જોઈએ તેમ આ સપાસના ગામડીયાઓ સહુને તેનો લાભ ઠીક રીત મળે તા સારૂ

૧૯૨૭

# સુરતમાં રેલ.



( ગુજરાત મિત્ર ઉપરથી. )

### ગરબો.

મહા કોપ થયો તે કળી કાળમાંજો, એ રાગ.

તાપી નીર સોમ સાંજે ચડયું સામટું જો,
રેલ આણુવા થકી તે વધતું વહ્યું જો. ટેક.
રેલ્યું શહેર સુરત જળ જળાકારે થયું જો,
મહા જળ પ્રલય મુખેથી નવ જાયે કહ્યું જો. તાપી૦ ૧
નિશા વેળા જળ રેલ નદીમાં વધી જો,
ઉતપાત કાન સુણ્યો ના એવો કદી જો. તાપી૦ ૨
મંગળવારના સવારે શહેરમાં બધે જો,
પાણી ફેલ્યું શેરી ચોક બજારે મધ્યે જો. તાપી૦ ૩
ચકલે વધી નીર મીરજા સામી તણું જો;
વહ્યું ઉભરિ ગટર મારગે જોરે ઘણું જો, તાપી૦ ૪
વેગે શાહાપોર સડકે ફરી વળ્યું જો,
નુકશાન મહોલાઓમાં મોટું કર્યું જો. તાપી૦ ૫

મીર બહેરીને ઓવારે રાજા તણાજો,
નહિ નજીક ભાગોળે લાગ્યો જોગો ઘણોજો; તાપી૦ ૬
જાહેર આગે જળ દેવ હવા ઘોરતાજો,
જાણું લોક રાઢ સુણી આવ્યા દોડતાજો. તાપી૦ ૭
માણી પાણી જન પોકાર વાણી સાંભળીજો,
જળદેવની હાં! મેહેર સામટી હવીજો. તાપી૦ ૮
નીરે નાનપુરા કીલ્લાને મેદાન થઇજો,
બેટ લીધી છેક ભાગા તળાવે જઇજો. તાપી૦ ૯
મકાઇ પૂલપરે પાણી કમરપૂર જ્યાંજો,
રેલ માપક જળયંત્ર કુબીયું ત્યાંહાંજો. તાપી૦ ૧૦
અસુર બેગ અને માંછલી પીઠમાંજો,
ભાગોળ વરીઆવી કુબ્યું સૈયદપુરાજો. તાપી૦ ૧૧
જદાખાડી ગળેમંદી મધ્ય બુડ છે જો,
સ્ટેશન રેલવેનું જળમય ખુબ છેજો, તાપી૦ ૧૨
આંપે પાણી ઝાલ્લેદ્દા વધુ નાંખી રહ્યુંજો,
બેગમપૂરે બુડ નવાપૂરા જઇ વહ્યુંજો. તાપી૦ ૧૩
કેળાપીઠ ગોપીપૂરે પૂર પેખીએજો,
રૂસ્તમપુરા સગ્રામપુરા લેખીએજો. તાપી૦ ૧૪
બેળ પાડી નવસારી ભાગોળે રહીજો,
જળમય દુખીયે ખપે જઇ તહીંજો, તાપી૦ ૧૫

મેઘરાય છડી સ્વારી છુપી રાતમાંજો,
ગાજ વિજ પવન જોધ લાવ્યા સાથમાંજો. તાપી૦ ૧૬
સાલ ઓગણીશેં ઓગણુ ચાલીસમાંજો,
જેઠ વદી તેરશ સોમવારે રીસમાંજો. તાપી ૧૭
બાર મેઘ સામટા તોફાન લઈ અડયાજો,
અમલદારના અપમાનથી તુટી પડયાજો. તાપી૦ ૧૮
લોક મળી પાણી પાણી જંખના કરેજો,
અમલદાર મન લેશના તેતો ધરેજો. તાપી૦ ૧૯
વૃતમાને સુણી વાત [illegible] પીગાજો,
મેઘરાય તુટી પડયા ને રીસે થયાજો, તાપી૦ ૨૦
બાગ સહેલના શોખીન ભુખ્યા સાહેબો જો,
ઘુરયા મેઘ બંગલે ને થયો હાયબોજો. તાપી૦ ૨૧
તાપીમાં તો આવ્યું તાન માજા નવ રહીજો,
લોક નાશે તારા વાત ના જાયે કહીજો. તાપી૦ ૨૨
પુર, શેરી, પોળ, ચોક, ચૌટે બધેજો,
જળ રેલ છુટ ત્રાહિ ત્રાહિ સહુ વદેજો. તાપી૦ ૨૩
કોપ કારમો પરજન્ય રૂઠયા જાણીયાજો,
છોડી ઘર ચડયા ઝાડે કઈક પ્રાણીયાજો. તાપી૦ ૨૪
કઈક મેડી મોલ છાપરે ચડી વસ્યાજો,
ભયભિત ભુલી ભાન પોકારે રહ્યાજો. તાપી૦ ૨૫

એક આશરો પ્રભુનો પુર પેખીયેજો,
નિચ્ચે જળને આકાશ માથે દેખીએજો. તાપી૦ ૨૬
પવન પાણી ગાજ વિજ મેઘ ગડગડેજો,
ઘરો, મેડી, માળ, મ્હોલ કઈ તુટી પડેજો. તાપી૦ ૨૭
વિના વસ્ત્ર ઠંડી ભુખ ભય મારથીજો,
લોક સહે દુઃખ મેઘના પ્રહારથીજો. તાપી૦ ૨૮
દીન રાત વીતે આમ-સહુ ઉજાગરેજો,
મોત આણીપરે- ત્યાં ઉપાય શો કરે જો. તાપી૦ ૨૯
ભુખ દુખે આવી વાજ વિલાપે બહુજો,
કોણ સુણે લોક હાય જ્યાં રૂઠયા પ્રભુજો. તાપી૦ ૩૦
તુટી પડે ઘર ઘાણુ કેકનો વળેજો,
થાય મોત શરણુ- લોક બહુ કળકળેજો. તાપી૦ ૩૧
કરે જળ ઘૂઘૂવાટ છોળ દે છતી જો,
પાયામાંથી પાડે ઘરો કૈં મોટા અતી જો. તાપી૦ ૩૨
કોણ આશરો તો પછી ઝુંપડાં તણો જો,
રૂસ ગરીબોનો ઘાણુ વાળિયો ઘણો જો. તાપી૦ ૩૩
એકધારો વરસાદ વધૂ વરશિયો જો,
પૂરા પંદર કલાક નવ પરશિયો જો. તાપી૦ ૩૪
પાણી પૂરમાં ભરાયાં કીધુ કારમું જો,
કુલ જોર સૂણ્યું નહોતું આજના સમુ. જો, તાપી૦ ૩૫

હોડી પૂર, શેરી, પોળમાં ચલાવતાં જો,
દામ ખોઇ ખારવા ખૂદે હારીજતા જો. તાપી૦ ૩૬
દીન દોઢ દાડ ધામ આ રીતે રહીજો,
મહા રેલ ભયંકાર નાજાયે કહી જો. તાપી૦ ૩૭
પૂર જોષ પાણી દીન બીજે ઓસર્યું જો,
શેહેર મધે કારમુંક જે હતું ફર્યું જો. તાપી૦ ૩૮
છતાં મ્યુનિસીપાલીટીના નજર થતી જો,
બૂમ દુખ ભયે પ્રજા પોકારે અતી જો. તાપી૦ ૩૯
કરી કાન બહેરા સેક્રેટરી બેશિયા જો,
નોકર તેમના તે પણ તેવા થયા જો. તાપી૦ ૪૦
હોડી એક બે ચલાવી અસુરે ઘણુ જો,
"પડયા પાર" પછી બેઠા નચિંત્તપણુ જો. તાપી૦ ૪૧
ફરજ એજ છે મ્યુનિસીપાલીટી તણી જો,
મદદ દુઃખ સમે પ્રજાને દેવી ઘણી જો. તાપી૦ ૪૨
છેક આમતો પછીનાં બેસવું ઘટે જો,
બૂમ બૂમ કરી પ્રજા અન્નને રટે જો. તાપી૦ ૪૩
અમલદાર અન્ય પણ બન્યા આળસુ જો,
જજ કલેકટરે કીધુ ન એવડું કર્યું જો. તાપી૦ ૪૪
મોતથી છુટ્યા થયા. જનો બહુ મધે જો
વિના મદદ નાખી હાથ અન્નને રટે જો. તાપી૦ ૪૫

આમતેમ સેક્રટેરી આંટા મારતા જો,
હોડી ચાપા વગર આખાને પાછા થતા જો. તાપી૦ ૪૬
મનુષ્ય નીજને પોલીસથી પોતે મળ્યા જો,
ન આધાર દીનોને પુરો દીધો ફરી જો. તાપી૦ ૪૭
ધન્ય કેન ધન્ય ફેજ મહમદને જો,
ગુણી ગણુપતરાવ ધન્ય છે તને જો. તાપી૦ ૪૮
કરૂણાળુ કમીસ્નરો કંઈ નવા થતા જો,
વિના સાધન કોડિ વગર ફાંફાં મારતા જો. તાપી૦ ૪૯
ઉવીથવરથ વાઇસ પ્રેસીડેન્ટ પેખીયે જો,
સુપરીન ટેન્ડેન્ટ પોલીસ તણા લેખીયે જો. તાપી૦ ૫૦
ઇન્સપેકટર નાનાભાઈ નેહથી જો,
દુખ ટાળવા દીનોના મથે સ્નેહથી જો. તાપી૦ ૫૧
મદદ આવિ મળી સોકો તણી સામટી જો,
મહાજન થકી ખોરાકની ફીકર મટી જો. તાપી૦ ૫૨
વકીલ ડાહ્યાભાઈ દયાવંત દેખિયા જો,
દીન ભુખ દુખ ટાળિ સુખિયા કર્યા જો, તાપી૦ ૫૩
મામલતદાર દ્વારિકાદાસને જો,
ધન્ય વજુલાલ વારૂ જગન્નાથને જો. તાપી૦ ૫૪
અનુપરામ અનુપમ રચના કરે જો.
ડોકટરો ઘેરાબસાનાં દુખો હરે જો. તાપી૦ ૫૫

બાંધી ત્રાપા મુડથી બહુ બચાવિતા જો,
લોક મદદ સારૂ આવ્યા આમ ફાવતા જો. તાપી૦ ૫૬
અમિર મીર જુલફીકાર આવી આપથી જો.
ફરે રહાય બેશી ઘોડે જાગતા થકી જો. તાપી૦ ૫૭
જાનમાલ બહુ જનોનાં તણા બચાવિયા જો,
ધન્ય ધન્યરે સાબાશ ઠીક ફાવિયા જો. તાપી૦ ૫૮
બક્ષિ બહાદુરે બચાવિ અબળા બહુ જો,
મુલ્લાજીના થયા ગર્કેનગુસે કહુ જો. તાપી૦ ૫૯
અધિપતી આગે ગુજરાત મીત્રના જો,
દેખિમીત્ર દુખ ટાળે દેખિયો તણા જો. તાપી૦ ૬૦
નાણું નીરાશ્રિત ફંડથી ફાળો કરી જો,
આપ્યું ખિચડું દીનોને મહાજને મળિ જો. તાપી૦ ૬૧
ધન્ય રણછોડદાસ નથુભાઇનેજો
વેંચાવ્યું ચવેણું ખીચડી દયાપણુંજો.
સુકરવારે મદદ સરવથી આવિમળી જો.
ફીકર નીરાધાર લોકની તેથી ટળિ જો. તાપી૦ ૬૨
વાસી રૂસ્તમપુરાની ડોસીબાઇથીજો,
બચ્યા ત્રણસેં મનુષ્ય સરસાઇથીજો. તાપી૦ ૬૩
છજુ ઘર તણું ઉતારી તાપો બાંધીયોજો,
હીમત બહાદૂરી કરીને જશ સાધીયોજો. તાપી૦ ૬૪

તરવાડયા દાદાભાઇ ધન્ય છે તનેજો,
મનુષ્ય એકસો-છ બચાવ્યા બહુ શ્રમેજો. તાપી૦ ૬૫
તાર રૂપિયા હજાર પાંચનો કર્યોજો,
તાપીદાસ વરજદાસે જગ જશ ભર્યોજો. તાપી૦ ૬૬
વિજભુખણદાસ આતમારામજીજો,
મુંબાઇવાશી શેઠિયાએ કીરતી સજીજો. તાપી૦ ૬૭
રાવબાહાદુર જગજીવનદાસથીજો.
મદદ અપાવા કહાવ્યું પોતે ખાસથીજો. તાપી૦ ૬૮
ટીપ થવા નાણું એકઠું ઉલટ ધરીજો,
કરી ઉઘરાણું સહાયતા પુરી કરીજો. તાપી૦ ૬૯
પુરા પચાસે હજાર પરગજુપણેજો,
મુંબાઇવાસી જને નાણાં ભરોયાં ઘણેજો. તા૦ ૭૦
રાજનગર વાસી જનો એકઠા મળ્યાજો,
ભરી સભા ત્રણ હજાર ભેળાં કર્યાંજો. તાપી૦ ૭૧
હજુ ચાલુ છે પ્રયાસ પરમાર્થેજો,
વધુ ભરાવા છે આશ દીનહિતાર્થેજો. તાપી૦ ૭૨
રાવશાહેબ રણછોડભાઇ ઉપાયથીજો,
કામ થાય શેઠ કાવસજી સહાયથીજો. તાપી૦ ૭૩
સહાય આમ અન્યથી અતી આવી મળીજો,
સુરત રેલ આફતથી દીન ઉગરીજો. તાપી૦ ૭૪

## "તાપી માતાનો કોપ"

### ( સુરતની દુર દશા. )

રાગ મોહોરમનો.

દેખો તાપીને ધૂમ મચાયા;
તાપીને ધૂમ મચાયા,
સારી સુરતમેં ત્રાસ ફીરાયા
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધૂમ મચાયા, સારી—રી—ઓય. ૧
સારે શેહેરમેં પુર ફીલાયા—
પોળ, શેરી, ઘરોમેં ઘુસ આયા,
તોબાં તોબાં સબસેં પોકરાયા;
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધૂમ મચાયા, સારી— રી—ઓય. ૨
જળ તરંગપેં કીયસવારી—
ગામ બાધેમેં હુઈ ખુવારી,
મેઘરાજાને આફત લે ડારી;
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધુમ મચાયા, સારી—રી—ઓય. ૩

કીય પરેંકી વાં પાયમાલી—
હીકમત કીસકી નવ ચાલી,
ઊન પડાવી તોપાકી તાલી;
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધૂમ મચાયા, સારી-રી-ઓય ૪
ઘર પાયામેંસે કૈં ગીરાયે—
જીવ લીયા બહુતકર હાયે,
ત્રાહિ ત્રાહિ દીનોસેં કરાયે;
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધૂમ મચાયા, સારી-રી-ઓય. ૫
રંક રાયા તણી યહ રીતી—
નવ રાખી કીસીકીય ભીતી,
નવ જાયે જુગત રેલ જીતી;
રી ઓય હાયરે તાપી—
તાપીને ધૂમ મચાયા, સારી- રી-ઓય. ૬
હીકમત સેં હોડી મલાઈ,
ભૂખ દુઃખકી જવાળા બુઝાઈ,
આન બીલી લોકુંસેં સહાઈ;
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધૂમ મચાયા, સારી—રી—ઓય.

ભુખકે મારે દો દીન સારે—
બેઠ રહું ગરીબો બિચારે,
શોહેર મારે બન્યે હું લાચારે;
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધૂમ મચાયા, સારી—રી—ઓય. ૮
થી અવલ સુરત બડી બાંકી—
હુઇ આફતસેં યહ જાંખી,
દેખીયે અભી દષ્ટ પ્રભુ ઝાંખી;
રી ઓય હાયરે તાપીને—
તાપીને ધૂમ મચાયા, સારી—રી—ઓય. ૯

## લલિત.

સુરત થી ! હતી હાય તાહરી!
સુરત થી ! બની !! રે ! હરી ! હરી !!
સુરત શોભતી ઝાંખતી થઇ,
સુરત મોજની રે હરૈ ગઇ.
સુર તરૂ બની મૂર્ત મોતની,
વણુજની વરી રૂપ જ્યોતની;
સુરત થી ! હતી સૂર્તિ તાહરી,
સુરત થી ! બની રે ! હરી ! હરી !!

વિપત વાઈથી છેક તું ગઈ,
ગભઈ ગોરિ હાં! આ! દશા થઈ;
ચતુર યંતની ચિત્ત ચરચરે,
વિટમણા થકી હાય! તું મરે.
અગન જ્વાળમાં પૂરિ પજેગી,
દહન થૈ ઠરો રે! બળી!! બળી!!!
તદપી તાપિથી આ વ્યથા! વળી!!
ગણુતિ રેલની રે! નવી! ભળી!!!

## દોહરો.

આફત થકી આ અવસરે, ઉગરવા દુઃખી દીન;
કરો સ્હાય મળી સર્વ કો, અરપી તન મન ધન.

## હરિગીત છંદ.

તન મન અને ધન અરપી સ્હાય કરો મળી આ અવસરે,
આફત થકી જન ઉગરે જ્યમ ગરીબનાં કારજ સરે;
જસવાદી જન જે અવરને ઉપયોગી થઇ નીત અનુસરે,
આ લોકને પરલોક તે સૌ સ્વર્ગ ક્ષેમે જઇ ઠરે.
એ માટ ઓ! મમ હૃદ્ય બંધુ દીન 'ભણી' દ્રષ્ટે જુઓ,
કરી સાહ્યતા શુભ રીત ચહિ દીન હિત્ત દુઃખી દુઃખડાં ખુઓ;
છે ગહન ગતી પ્રભુની પરમ નહીં ભ્રમ કર્યે સમજાય તે,

દુઃખ તણાં સંજોગ અનહદ કૃતિ કળા ન કળાય તે,
આ રેલ દુખથી રંક જન ઊગારવા આશ્રય દઇ,
સ્હાયે કરો મળી સરવકો હિત દેશીનું હૈડે ધરી;
પ્રભુ કોપ ગુજર્યો પર્મ જાણી ધર્મ ઢાલ કરે ધરો,
આનંદી ઊર ઊમંગીને યા હોમ કરી આગે પડો;
સદ સાહી સત બહુ શ્રુતપણે સમાન દ્રષ્ટે દેખવું,
નીતિ ન્યાય નિરમળ ધારી નિત્યે પરમ પ્રેમે પેખવું;
વો દામથી બહુ દાન દીનને બની સુખદાતા સમા,
પુન્યવંત જન પરમાર્થી સુકૃત્ય કરો આપે જમા.



કરે પરમાર્થ કામ, ગુણવંત બાઇ;
વધો વધુ જશ નામ, ગુણવંત બાઇ.
૪૦૦
દીધા સતચાર દામ, ગુણવંત બાઇ;
રેલ આફતે સહામ, ગુણવંત બાઇ.
કરે દીન હિત કામ, ગુણવંત બાઇ;
મોરબીનાં રાણી આમ, ગુણવંત બાઇ.
થવા જગોજગ નામ, ગુણવંત બાઇ,
પૂન્યવંતા કરો કામ, ગુણવંત બાઇ.

# ગુલબંકાવળી નાટક.

## ગદ્યપદ્યાત્મક.

આ નામનું સોળ પેજી ફર્મા આકારે પૃષ્ટ ચોસઠ-નું સારૂ સફાઈદાર રમત ગમત અને મોજ મજાહ ઉપજાવતું એક સસાંકી નાટક નિચે સહી કરનારથી થોડી મુદતમાં છપાઈ બાહાર પડનાર છે જેના અગાઉથી ગ્રાહક થનાર ગ્રહસ્થો પાસેથી માત્ર આના ચાર કીમત લેવામાં આવશે. તેમ પાછળથી થનારને આના પાંચ આપવા પડશે. જેમને જોઈએ તેમણે અમદાવાદ સમાચાર આફિસથી મહેતા જટાશંકર ગવરીશંકર કવિ લીંબડી વાળાનાને લખવું. દેશાવર વાળાને ટપાલ ખરચ જાદે પડશે.

તા૦ ૧૦—૭—૮૩

શા. મગનલાલ દેવચંદ
બુકસેલર. અમદાવાદ

